હોવેં નં ઘરકાંમ કરવા વાળાં ઓસાં હોવે, ઊણારા બીઝી બૈરે આંણે વો ને બે-તેણ બૈરે હોવે ઊણારે દસે-બારે સૈયા હોવેં. ઈ ભેગા મેળે ન ઘરે કાંમ કેરે ઝગરા વેળે ઘરના સૈયા કાંમે લાગે આગેળ વાહરુ હોંતુ, એવે ઓસુ હં મું ઈ હું માંનું હુ કે ઘરે વેવસથા હોવે, સૈયો-સોરી ને હોવે, નં ઝરૂર હોવે, તો બીઝી બૈરે લાવણામ વાંદો નેંઈ.

પ્રશ્ન : થેમરે ગામેમાય ભેણવા ઓસા કે હં?

ઉત્તર : આગેળ ગામેમાય કે આઝુબાઝુનેહાળ ને હોતી લોખ બીતા કે ભણવારે નોંમે લડવા મેલે. ઝગળમાં હતાતા રેંતા, કોઈન નેં મેળતા ભેંણવારા ફાયદા નેં ઝાંણતા ઝગળમાં ખાવા-પીવાન મેંળતું, શિકાર, રૂખના, ફળાં ખૂબ હોતે ગાંધીરાઝ હોવે હમરે માંણહો નં લાભ ને લીતો. ગમીતો ભેંણવા લાગા, આગેળ વદા ન પૈહયાવાળા હોવે આહ્વ મોટા સાયેબ હં, હમરે લોખ હમઝીન ભેંણવા મોકલે એવી હમઝીણ આલે હોઈએ.

પ્રશ્ન : થેમરે લોખ સંસકરતી રું કે ઝાંણો હો?

ઉત્તર : હમરે લોખ સંસકરતી ભીલોરા ઝેવી હં. હેમોન હેમરી વાતેરુ ઘેણું માંન હં. હેમરી પાંહે પોંણ મુટેરુ વરહાંરુ ઘેન હં. હેમરે સાધ ન ભોયાઓનં પાંહે ઘેણી ઘેણી કેમતી વાતે હં. પોંણ ઘેણી દખેરી વાતે એ હે કે હેમારી એ વાતુ નં ભેળી કેરીનં ઊણા ઝગને વેતાળવાવાળો કોઈ કેસલી ઓણી તેંરતી પેંર નં આવો હેમાં ઘેણા ધોખેરાવાળા ગામોમાંય રહો હાં. ઝગળળાં હેઝાન મેંઝો આવે હં. એવો તો ઝગ બદલો હે. કોઈ સેતારવારુ નેં મેંળુ, એથે ગરાહિયા ભણિયારા નેહી. બારા નેં પેરા. હેમાં હમઝણ કે આવે, થેમાં ઝાંણો હો કે હેમરી વેંસતી ઓસી હં, ભીલોરી વેંસતી ઘેણી હં. હમરે-ગરાહિયા અબાઝી- આબુરોર વીરળપર મેંઝીકરાં ગાંમેમાં રેહાં હાં. હેમો એંસલ રાઝભૂત ગરાહિયા હાં. એહાં બારા નેહી ઝાતા. એંવે હમરી હમઝણ આવે હં. હેમારે ઓઠે ટીબી નેહી, પોંણ રેરિયા હં. રેરિયામ વાતે હાંમળાં હાં. ભીલોરી વાતુ આવે હે, પોંણ હેમરે ગરાહિયારી વાતે રેરિયામ આવતે નેંહી. હેવા હેમો ગીતો ગાઈતો, વાતે-કોણીઓ કેહાં, ભઝન ગાઈતો. હેમાં હુ હુ કેરા, ઉણેરી વાતે કે હાં. હેમારુ નાસવારુ ભીલોહી ફેર પેંરેહે, હેમો નાસાં, વેંગારસાં, લાખરા ન ભારારી મુરતે બણાવે, સિતરાં સિતરે, હારૂ આવરે હે. થેમાં હેદા હેદા આવો, હેમા ઘેંણી હારી કેળા કરહાં.

ઉપરોક્ત લેખનું ગુજરાતી અનુવાદ

# રામપુરા વડલા સાથે વાર્તાલાપ

પ્રશ્ન : આવો, રામ રામ કયાંથી આવો છો? તમારું શું નામ છે?

ઉત્તર : રામ, રામ, હું રામપુરાથી આવું છું, મારું નામ છે ધનાભાઈ ભવનાભાઈ ગમાર મારી બાનું નામ છે થાવરીબેન.

પ્રશ્ન : ધનાભાઈ, તમારા કેટલા ભાઈ અને કેટલી બેન છે? કેટલાં ભણેલાં છે?

ઉત્તર : મારે પાંચ ભાઈ અને પાંચ બેન છે. ત્રણ ભાઈ ભણેલા છે, બહેનો ભણેલી નથી.

પ્રશ્ન : અહો, તમારે મોટું કુટુંબ છે. તમે કેટલા સુધી ભણ્યા છો?

ઉત્તર : હું કોલેજ સુધી ભણ્યો છું મારા કાકા ભણેલા હતા તેમણે મને આગળ ભણવાની શિખામણ આપી મારી બહેનોએ મારી વાત ન માની, તે ભણી નહી.

પ્રશ્ન : પછી તમે આગળ કેમ ન ભણ્યા?

ઉત્તર : મારું ઘર આર્થિક રીતે નબળું છે. આગળ ભણવા ઘણી રકમ જોઈએ એટલે ન ભણી શકયો હવે ભણવાનું વિચારું છું.

પ્રશ્ન : તમે હાલમાં શું કામ કરો છો?

ઉત્તર : હું હાલમાં છોકરીઓની આશ્રમ શાળામાં સેવાનું કામ કરું છુ.

પ્રશ્ન : તમારા ભાઈ-બહેન શું કામ કરે છે? ખેતીની જમીન કેટલી છે?

ઉત્તર : મારા બે ભાઈ ભણે છે. બે ભાઈ ખેતી કરે છે ત્રણ બહેનો પરણાવી છે. બે બહેનો ખેતીમાં મદદ કરે છે. પંદર વીઘા જમીન છે. કૂવામાં પાણી નથી.

પ્રશ્ન : તમને ખેતી કરતાં આવડે છે?

ઉત્તર : હા, મને ખેતી કરતાં આવડે છે. હું બધુ જ કામ કરી શકું છું. કોઈ કામ કરવામાં મને શરમ નથી.

પ્રશ્ન : તમે પરણેલા છો? તમને ભણેલી બૈરી કેમ ન મળી?

ઉત્તર : હા, હું પરણેલો છું. મને ભણેલી બૈરી મળતી હતી, પરંતુ મને નોકરી ન મળી, મારા ઘરે ખેતી કામ કરવાનુ છે. અભણ નારી ખેતી કામ કરે અને ભણેલી સ્ત્રી ખેતીકામ ન કરે એટલે મેં ભણેલી સ્ત્રી પસંદ ન કરી અને અમારા સમાજમાં ભણેલી છોકરીઓ પણ ઓછી છે.

પ્રશ્ન : છોકરીઓને ભણાવવા અંગે તમારો મત જણાવો.

ઉત્તર : છોકરી ભણે, મોટી થાય પછી જ તેને પરણાવી જોઈએ તો જ તેનાં બાળકો સુધરે તે તેના બાળકો આગળ આવે હું માનું છું કે છોકરીને ખૂબ ભણાવો,

પછી જ પરણાવો જ્યાં સુધી છોકરીઓ નહી ભણે ત્યાં સુધી ગરાસિયા સમાજ સુધરશે નહી.

પ્રશ્ન : તમારે કેટલી ગાય, ભેંસ, બકરા છે? તેનું દૂધ શું કરો છો?

ઉત્તર : અમારે ચાર ગાય, બે ભેંસ, પંદર બકરા છે. બધાનું મળીને પાંચ લીટર દૂધ થાય છે. ખાતા વધે તે દૂધને મેળવી છાશ કરીએ છીએ અને આજુ બાજુ જેને દૂઝણું ન હોય તેને લોટો લોટો છાશ આપીએ છીએ.

પ્રશ્ન : તમારા ગામમાં ડેરી છે? ડેરીથી તમારા ગામના લોકોને કયા કયા ફાયદા થયા છે?

ઉત્તર : અમારા ગામમાં ડેરી છે અને ડેરીથી ગામવાળાઓ ને ઘણા ફાયદા થયા છે. ડેરીમાંથી ખાણ- દાણ મળે, દૂધનો સારો ભાવ મળે, પંદર દિવસે ડેરીના પૈસા મળે, ગાય, ભેંસ, બકરા, બળદ બિમાર પડે તો દવા મળે. આમ ઘણા ફાયદા થયા છે.

પ્રશ્ન : ખેતી કરનારને ઢોર હોવા જોઈએ એમાં તમે શું માનો છો?

ઉત્તર : ખેતી કરવાવાળાને ત્યાં ઢોર હોવાં જોઈએ ઢોરનું ખાતર થાય એ ખાતર ખેતરમાં નંખાય, સારો પાક પાકે સારું ઘાસ મળે. ગાય, ભેંસનાં વાછરડાં પાડાં મોટાં થતાં વેચવામાં આવે તો પૈસા મળે.

પ્રશ્ન : અત્યારે લોકશાહી છે. તમારા ગામમાં સરકારી કામથી શું લાભ થયો છે?

ઉત્તર : અમારા ગામમાં ઘણાં સરકારી કામ થાય છે. જેમને ઘર ન હતા તેમના ઘર થયા છે, ગામમાં પાકા રસ્તા થયા છે, કૂવા, તળાવ, ચેકડેમ કર્યા છે. તેનાથી ઘણો લાભ થયો છે.

પ્રશ્ન : તમારા ગામમાં ક્યા ક્યા રોગ વધારે થાય છે? તે રોગ મટાડવા શું શું કરો છો?

ઉત્તર : અમારા ગામમાં તાવ, પેટના રોગ(ઝાડા), ઊલટી, ટાઈફોઈડ(મોતીજરો),ક્ષય, ઉધરસ,ચામડીના રોગ વધારે થાય છે. દેશી દવા કરવામાં આવે છે જો તેનાથી ન મટે તો મોટા દવાખાને જાય છે. નાણાંની વ્યવસ્થા ન હોવાથી ઘણા માણસો હેરાન થાય છે. ગામમાં દવાખાનું નથી.

પ્રશ્ન : તમારા ગામમાં ક્યાં ક્યાં દૂષણ છે? તેને દૂર કરવા તમે શું કરો છો?

ઉત્તર : અમારા ગામમાં દારૂ પડે છે, માણસો પીએ છે, અંદરો અંદર ઝગડે છે, વેર વધે છે. માંદા પડે છે. ગુટકા- તમાકુ પણ વધારે ખવાય છે. છોકરીઓ અને સ્ત્રીઓ પણ ખાય છે. દારૂ,ગુટખા,ભાંગ વપરાય છે. મારે એ કહેવું છે કે અભણ અજ્ઞાન માણસોને આ વાપરવાથી શું નુકશાન થાય છે તે જાણતા નથી. તેમને સમજણ આપવાની જરૂર છે. જે જે ગામમાં વ્યસનવાળી વસ્તુઓ વપરાય છે, તે ગામમાં સમજણ આપવી મારા ઘરે આવું કોઈ દૂષણ નથી.

પ્રશ્ન : તમારા ગામમાં ચઢેતરુ થાય છે? તેમાં તમે શું માનો છો?

ઉત્તર : હા, અમારા ગામમાં ચઢેતરું થાય છે. કોઈ સમજતા નથી. ચઢેતરાથી ભારે નુકશાન થાય છે. એક મરે છે અને સમાજ તેની સામે સમાજનો આગળ પડતો માણસને મારે છે અને વેર વધે છે. ચઢોતરું બંધ થવું જોઈએ જો બંધ નહી થાય તો અમારા લોકોને મોટુ નુકશાન થતુ રહેશે.

પ્રશ્ન : તમારા સમાજમાં બે-ચાર પત્નીઓ રાખવાવાળા છે? તેમાં તમારું શું મંતવ્ય છે?

ઉત્તર : આગળની પત્નીને બાળકો ન થાય, એક જ છોકરી કે છોકરો હોય, જેને જમીન વધારે હોય, અને ઘરકામ કરવાવાળાં ઓછાં હોય તે બીજી પત્ની લાવે છે. તેને-બે ત્રણ પત્નીઓ હોય દસ-બાર બાળકો થાય તે ભેગા મળીને ઘરકામ કરે. ગામમાં ઝગડો થાય તેવા સમયે આ છોકરા સહાયરૂપ બને. પહેલાં આવું ખૂબ થતું હતું હવે ઘણું ઓછું બને છે. હું એ માનું છું કે જો ઘર સુખી હોય, એક પણ બાળક ન હોય અને ખૂબ જરૂર જણાય તો જ બીજી પત્ની લાવવી જોઈએ.

પ્રશ્ન : તમારા ગામમાં ભણેલા સંખ્યાની ઓછી કેમ છે?

ઉત્તર : પહેલા અમારા ગામમાં કે આજુ બાજુના ગામમાં શાળાની વ્યવસ્થા ન હતી. લોકો ને ડર લાગતો કે ભણવાને બહાને લઈ જઈને લડાઈમાં મોકલશે. લોકો જંગલમાં જ રહેતા, સુધરેલા લોકોને મળતા નહી શિક્ષણના ફાયદા જાણતા નહી જંગલમાં ખાવા-પીવાનું ઘણું મળતુ, શિકાર, ઝાડના પાન, ફળ પણ જોઈએ તેટલાં મળતાં સ્વરાજ્ય આવ્યું પણ તેનો લાભ અમારા લોકોએ લીધો નહી ડુંગરીભીલો ભણવા લાગ્યા. આગળ વધીને સુખી સમૃદ્ધ બન્યા, મોટા અધિકારી બન્યા, હવે અમારા લોકો સમજે અને બાળકોને ભણાવે તેવી સમજણ આપીએ છીએ.

પ્રશ્ન : તમારી લોક સંસ્કૃતિનું કઈ જાણો છો?

ઉત્તર : અમારી લોક સંસ્કૃતિ ભીલોના જેવી છે. અમને અમારી સંસ્કૃતિનું ઘણું ગૌરવ છે. અમારી પાસે પણ કંઠસ્થ સાહિત્યનું ધન છે. અમારા સાધુ અને ભોયાઓની પાસે ઘણી ઘણી અમૂલ્ય કથાઓ(વાતો)છે, પરંતુ ઘણા દુઃખની વાત એ છે કે અમારી એ વાતો(કથાઓ)ને એકઠી કરીને વિશ્વની આગળ મૂકવાવાળો કોઈ કલાકાર(સાહિત્યકાર)આ ધરતી પર આવ્યો નથી. અમે ખૂબ જ ઊંડાણવાળા ગામોમાં રહીએ છીએ. અમને જંગલમાં આનંદ આવે છે. હવે જગત બદલાયું છે.(સમય પરિવર્તન થયો છે)પહેલાં કોઈ જગાડવાવાળું ન મળ્યું એટલે ગરાસિયા ભણ્યા નહી. પછી અમને સાચી સમજણ ક્યાંથી આવે? તમે જાણો છો કે અમારી વસતી ઓછી છે. ભીલોની વસતી ઘણી છે. અમારા ગરાસિયા અંબાજી, આબુરોડ અને વીરમપૂરના નજીકના

ગામડાઓમાં રહે છે. અમો અસલ રાજપૂત ગરાસિયા છીએ એટલે વતન છોડીને બહાર જતા નથી. હવે અમને અમારી ભૂલો સમજાય છે. અમારી પાસે ટી.વી. નથી, પણ રેડિયો છે. રેડિયાની વાતો સાંભળીએ છીએ. ભીલોની વાતો આવે છે, પરંતુ અમારા ગરાસિયાની વાતો રેડિયામાં આવતી નથી. હવે અમે ગીતો ગાઈશું, વાતો-કથાઓ કહીશું, ભજનો ગાઈશું. અમે જે જે કામ કરીએ છીએ તેની વાતો કહીશું. અમારા લોકનૃત્યો ભીલોથી જુદાં પડે છે. અમે નાચીશું, વગાડીશું, લાકડા તથા પથ્થરની મૂર્તિઓ બનાવીશું, ચિત્રો દોરીશું, તમામ કામ આવડે છે. તતમો રોજે રોજ આવજો, અમો ઘણી સારી પ્રવૃત્તિ કરીશું.



ભાષા : ડુંગરી ભિલી

# સાપેલી સૉપરી

આવા કાઠા મારગે ઝાઈન ભીલાંનાં ગીતાં-વારતા હોધવા અનં મેળવવાહી મનં હું મળુ? આવો સવાલ હેંલમા થાય. એંણી વેળાએ એક મોટા મનનાગાનારાની ઈયામા સેત આવે હેં. ૧૯૮૭ના ટાઢ(જાન્યુઆરી)ના મઈનાના આણંદ આલતા ભર બપોરે 'ડુંગરી ભીલોના દેવિયાવાળાના અરેલા: નવલાખ દેવીઓ અને કરમીરો' સૉપરી બારી પર્યા પેસ માર અરેલાનો દાંની કાકા રાઝા ન ઑણી સૉપરી આલવા અનં (માથાહી) દેવાનો ભાર ઉતારવા પૉસ મઉરા ગૉમ ઝાઈ રો અતો. હરદો સોવની વેળામા સાલવાહી ખુસ્સી હો ખલ્લાટા મારતો અતો. મગરાવાળી વાટે 'બિલ્યાવાળુ વેળુ' અડોળી અગળ એંડો ત્યેંર એક પૉંગે લગરાતો કાળા ખોરિયાનો ભોટો ભીલ હૉમો મળો. માર અરેલાનો ગાનારો કેંર હેં કે નહીં, એંણ ઝોંણવા સવાલ કરો, ''કાકો રાઝો કેંર હેં? પેસ એંણાની હૉમુ ઝોવુ. અમાં એક બીઝાહી સેતરાયા એં, એમ એક બીઝાન ઝોતા ઠગ મગ ઊપા રઈ ગા! થોરી વારતો હું બોલાવું એંણી પૉંણ હુઝ નેં પરી. પેસ કાકો રાઝો બોલો, ''પાઈ પગા થું?'' પેસ વાટ વીસમાસ બેહી ગા. બે વરહ પેસ આઝ ખેર(ખેડબ્રહ્મા) હી પનર ગાઉ દૂરા બિલ્યાવાળા વેળાના ઢોકે અમાર વણઝૉંણો ભેટો થઈ ગો'તો. કોંણા આણંદ હી બેયાંની ઑંખો વેંહરી. કેંણા એતહી મારા ખપે આથ પપાળીન પૂસુ, '' કેં ઝાતો?'' ''તનં મિળવા!'' મેં કઉ. ''અવણ ઉં તો અરેલા નહીં ગાઈ હકતો!'' એંણા પેસ સિયાર મઈના મટોડા ગૉંમના ડાગતરની હપાળહી એઝા હાઝા થા'તા. પૉંણ એક પૉંગે ખોર રેઈ ગેઈ'તી. મેં એંણાન ગાઘેલા અરેલાની સાપેલી સૉંપરી થેલામાહી કાટીન આથમા આલી. એંણાના મખમાહી સબદા નેંકળી પરા, '' આઈ ! હા ! હા ! સૉંપરી પર તો નખ્યા ઉંસ હું ને?'' કાકા રાઝા સૉંપરી ઉપેંરનું મખપૉંનુ નવલાઈ અનં આણંદહી ફેરવી ફેરવીન ઝોવા લાગા અનં કેંવા લાગા, '' મારરા ખોલરું હેં ને ! ઉંસ હું ને ! પેલો બેઠો હેં એંણો લખો હેં ને!'' એંણી સૉપરી ઉપેંરનાં સિતરાંનાં નૉમ પારવા લાગા અનં માર ઑંખો એંણાના મખ પર ફેલાયેલા સોવના આણંદન પીવા લાગી. કાકા રાઝા સૉંપરી ખોલીન અક્ષરો ઝોવા લાગા પૉંણ અણભણતા નરી. થેલામાહી બીઝી સૉપરી બારી કાટીન એંણાએ ગાઘેલી લીટીઓ વૉંસી હપળાવી:

નવી નવરાતનો દન આવો...
બાઈઓ...
નવી નવરાતનો દન એ...ન આયો હેં...

એણાની ગાઘેલી સ લીટીઓ સૉંપરીમાહી હૉપળીન, ગલ્લા મખ ઉપર સેતન ઝનમુ ! કાકારાઝા ખુસ્સીહા ખલ્લાટા મારતા અગળની લીટીઓ ગાવા લાગા:

સૂંડન સરાવટી વાત સોળ હેં...બાઈઓ...
હોનાના પારણે રમણા એ..ન લાગી હેં...
હોનાન... કાંબીએ રમત મોંડે હેં... બાઈઓ...
હોનાના પારણે રમણા એ...ન લાગી હેં...
ઝુગ તો ઝાહેં ન નેંસોણી... બોલ હેં...બાઈઓ...
ઝુગ ઝાહેં... નેંસોણીઓ.. રે બોલ હેં...

ઉં એંણાન મખ ઉપેંર આવેલી ખુસ્સીન પોંમતો અતો નં મારો હરદો સંતોકહી કિલોલ કરતો'તો. મનં લાગુ કે અવણ માર કિયા સોંદરની ઝરૂર અતી! કેંણી પીઢીઓની હગરી રાખેલી માંઘી મૂરી, એંણાન સ વિયાઝ હાથે પાસી મિળી અતી, અનં માર મેંમત ફળી અતી.

થોરી વેળના વિસરોંમા પેસ અમાં બેય ધેંમે ધેંમે એંડતા, વાતો કરતા મટોડા ગોંમ આવા. ડાગતર કનહી એંણા વાસ્તે દવા લીતી. ઝાવાની વેળાએ બીઝા અરેલામા રાગ પુરાવવાવાળા વાસ્તે હાત સોંપરીઓ આલી.

થોરા દન પેસે એણાન ફરી વાર લખવાની (લકવાની) વેળ ઉપરી અનં એણા વેંકુટપરીના વાસી થા. લોકાઈ વેળાએ ઉં પોંસ મહુડા ગોંમ ગો. કળહા કુટુંમે એંણાની ઝંગીની મેંઠી વાતો કરી, અનં અમાં દઃખી થાં. સેલે કાકા રાઝાના એક દીકરે મનં કઉં, ''પાઈ પગા, થારી સોંપરી તો બા હોરીએ રાખી હહા હૂતો. માર સૈયો ઓંણી સોંપરી વોંસતો ત્યેંર તો બા, મોંદમાહી પોંણ ઊપો થાતો નં કેંતો, સોંપરી હોંપળીન આહુય આવેં નં નાસુય આવેં ! એંણી વેળા મનં લાગુ કે વનનાં ઓંણાં ગીતાં-વારતા ભેળી કરવામા ગમાવેલાં ઝંગીના થોરાં વરહાં કોંમમા આવાં હેં.



ઉપરોક્ત લેખનું ગુજરાતી અનુવાદ

# છાપેલી ચોપડી

આવા દોહ્યલા આદિવાસી લોકસાહિત્યના સંશોધન અને સંપાદનથી મને શું લાધ્યું? આવો પશ્ન સહેજે ઉદ્‌ભવે. આવા સમયે એક મહામના માહિતીદાતાનું સ્મરણ ચિત્તમાં ઊભરાય છે. સન ૧૯૮૭ના જાન્યુઆરી માસની આહ્‌લાદક બપોરે ''ડુંગરી ભીલોના દેવિયાળાના અરેલાઃ નવલાખ દેવીઓ અને કરમીરો'' પુસ્તક પ્રસિદ્ધ થયા પછી મારા માહિતીદાતા રાજાકાકાને આપવા અને ઋણ સ્વીકાર કરવા પાંચ મહુડા ગામ જઈ રહ્યો હતો. ચિત્ત શિશિરના રમ્ય વાતાવરણમાં ચાલવાના આનંદથી ઊભરાતું હતું. પહાડી પગદંડી વચ્ચે પડતું 'બિલ્યાવાળુ' વહેળું ઓળંગીને આગળ ચાલ્યો ત્યારે એક પગે લંગળાતો શ્યામ વર્ણનો વૃદ્ધ ભીલ આદિવાસી સામે આવી રહ્યો હતો. મારા માહિતીદાતા ઘેર હોવાની ખાતરી કરવા પ્રશ્ન કર્યો, ''કાકો રાઝો કેંર હેં?'' (રાજાકાકા ઘેર છે?) પછી તેની સામે જોયું. અમે એક બીજાથી ઠગાયા હોઈએ એમ એક બીજાને નીરખતા અવાક્ બની ઊભા રહી ગયા ! થોડીક ક્ષણો માટે તો શું બોલવું તેની પણ સૂઝ પડી નહીં. અંતે રાજા કાકા બોલ્યા, ''પાઈ પગા થું?'' (ભગાભાઈ તું ?) બંને પગદંડી વચ્ચે જ બેસી પડ્યા. બે વર્ષ પછી આજે ખેડબ્રહ્માથી ૧૫ કિ.મી. દૂર બિલ્યાવાળા વહેળાના કિનારે અમારો અણધાર્યો ભેટો થઈ ગયો હતો. આનંદના અતિરેકથી બંનેની આંખો ઊભરાઈ. અદકેરા વાત્સલ્યથી મારા વાંસે હાથ પસવારી પૂછ્યું, ''કેં ઝાતો ?'' (ક્યાં જતો હતો?) ''તનં મિળવા !'' (તમને મળવા !) મેં કહ્યું. '' અવણ ઉં તો અરેલા નહીં ગાઈ હકતો!'' (હવે હું તો અરેલા ગાઈ શકતો નથી!) આ પછી ચાર માસ પહેલાં તેમને આવેલા લકવાના હુમલાની વાત કરી. મટોડા ગામના ડૉક્ટરની સારવારથી તેઓ સાજા થયા હતા પણ એક પગે ખોડ રહી ગઈ હતી. મેં તેઓએ ગાયેલા અરેલાનું પ્રસિદ્ધ થયેલું પુસ્તક થેલામાંથી કાઢીને હાથમાં આપ્યું. તેઓના મુખમાંથી ઉદ્‌ગારો સરી પડ્યા, ''આઈ આ ! હા ! હા ! સૉપરી પર તો નખ્યા ઉંસ હું ને ! (ઓઈ મા...! ચોપડી પર તો અદ્દલ હું જ છું ને !) રાજાકાકા પુસ્તકના મુખપૃષ્ઠને આશ્ચર્ય અને આનંદથી ફેરવી ફેરવીને જોવા લાગ્યા અને કહેવા લાગ્યા, ''મારસ ખોલરું હેં ને ! ઉંસ હું ને ! પેલો બેઠો હેં એંણો લખો હેં ને !'' (મારું જ ઘર છેને ! હું જ છું ને ! પેલો બેઠો છે તે લખો (સહાયક રાગિયો) છેને!) તેઓ પુસ્તકના આવરણ પરની આકૃતિઓનાં નામ પાડવા લાગ્યા અને મારી આંખો તેઓના મુખ પર વ્યાપેલા અદકેરા આનંદને પીવા લાગી. રાજાકાકા પુસ્તક ખોલીને અક્ષરો જોવા લાગ્યા પણ નિરક્ષરતા નડી. થેલામાંથી બીજું પુસ્તક બહાર કાઢીને તેઓએ ગાયેલી પંક્તિઓ વાંચી સંભળાવીઃ

નવી નવરાતનો દન આવો.....
બાઈઓ.....
નવી નવરાતનો દન એ...ન આયો હેં.

તેઓની ગાયેલી જ પંક્તિઓ પુસ્તકમાંથી સાંભળીને વૃદ્ધ ચહેરા પર ચૈતન્ય પ્રગટ્યું ! રાજાભાઈ ઉત્સાહિત થઈને આગળની પંક્તિઓ ગાવા લાગ્યા :

સૂંડ ન સરાવટી વાત સોળ હેં...
બાઈઓ...
હોનાના પારણે રમણાએ...ન લાગી હેં...
હોનાની... કાંબીએ રમત મૉંડે હેં...
બાઈઓ...
હોનાના પારણે રમણા એ...ન લાગી હેં...
ઝુગ ઝાહેં...નેંસાંણીઓ...રે બોલે હેં...
બાઈઓ...
ઝુગ ઝાહેં... નેંસાણીઓ.. રે બોલ હેં...

હું તેઓના મુખ ઉપર વ્યાપેલા આનંદને માણતો હતો અને મારું ચિત્ત સંતોષથી ભર્યું ભર્યું બનતું હતું. મને લાગ્યું કે હવે મારે ક્યા ચંદ્રકની અપેક્ષા રહી હતી ! અનેક પેઢીઓની સંચિત કરી રાખેલી જેની મોંઘી મૂડી હતી તેને જ વ્યાજ સાથે પાછી મળી હતી અને મારી મહેનત આજે ફળદાયી બની હતી.

થોડા સમયના વિરામ પછી અમે બંને ધીમે ધીમે ચાલતા વાતો કરતા મટોડા ગામ આવ્યા. ડૉક્ટર પાસેથી તેઓ માટે દવા લીધી. વિદાયવેળાએ બીજા મહત્વના રાગિયા માટે સાત નકલો આપી.

થોડા દિવસો પછી તેમને ફરીથી લકવાનો હુમલો આવ્યો હતો અને 'વેંકટપરી'ના વાસી થયા હતા. લૌકિક ક્રિયાઓ વખતે હું પાંચ મહુડા ગામ ગયો. કુટુંબીજનોએ તેમના જીવનનાં મીઠાં સંભારણાં કહ્યાં અમે શોકમગ્ન બન્યા. છેલ્લે રાજાભાઈના એક દીકરે મને કહ્યું, '' પાઈ પગા, ધારી સૉપરી તો બા હોરીએ રાખી હદા હૂતો. માર સૈયો ઓંણી સૉપરી વૉસતો ત્યેંર તો બા મૉદમાહી પૉણ ઊભો થાતો નં કેંતો, સૉપરી હૉપાળીન આહુય આવેં નં નાસુય આવેં!'' (ભગાભાઈ, તારી ચોપડી તો બાપો ઓશીકે રાખીને સદાય સૂતો મારો દીકરો આ ચોપડી વાંચતો ત્યારે તો બાપો માંદગીમાંથી પણ ઊભો થતો અને કહેતો કે ચોપડી સાંભળીને તો હસવુંયે આવે છે, અને નાચવાનું મન પણ થાય છે!) આ પ્રસંગે મને લાગ્યું કે વનના આ સમૃદ્ધ સાહિત્યનું સંકલન કરવામાં ખર્ચેલાં જીવનનાં થોડાંક વર્ષો સાર્થક થયાં છે.



# દબાણ ખસેડો ઝૂંબેશા કોર્પોરેશનાન મ્હારકુ ભીખ માંગતે કહી દીએ.

૨૦૦૪ મ કોંગ્રેસ સરકાર કા પહેલા બજેટ પડચા. ઉસ-મ ગુજરાત્તા ખાતર તો કાંઈ ખાસ કડ થીયા અમદાવાદા કુ ઈસ બજેટામ મેગાસીટી જાહેર કરી. ઈસ જાહેરાતા કે કારણ અમદાવાદા કીયા ઝૂપડીયાઁ હટાઈકર રસ્તે બડ્ડે કર-ણ અન બડ્ડીયાઁ બીલ્ડીંગા બનાવ-ણ કા કામ યુધ્ધા કે ધોરણગા વ શરૂ હોઈ ગયા. ઈસ કામ્મા કે શરૂઆત્તામ જ ગુજરાત્તા કે મુખ્યમંત્રીઆ કે મતવિસ્તાર યાની ક મણિનગરામ છેલ્લે ૪૦ બરસ સ ન્હાનીયા ઝૂપડીયમ રહણેવાલે સાઁસી લોગ્ગ કુ સબ-સ વધા-૨ તકલીફ પડી.

ઈદદા તો સન ૧૯૯૮ સ ઈનકીયા ઝૂપડપટ્ટીયાઁ ૬ ફેર-૨ ટૂટ્ટી ગયા. પણ ઈસ જાહેરા-તા કે બાદ ઈનકીયા ઝૂપડીયાઁ જરા વધા-૨ ફેરર ટૂટ-ણ લાગ્યા. ઈસ બાતા કૂ લેઈ કર મેં ઈસ બસ્તીયામ રહતે એક આશાવાદી જવાન મુકેશ સાઁસીયાસ બાત કરી. મુકેશાન અપણે ટૂટ્ટોડીયાઁ ઝૂપડીયાઁ સામ્મ બેસી કર બાત કરી.

''હમ કુલ સાત ભાઈ હ મ્હારે સાત ભાઈ-અ કે પરિવાર કુલ ૪૨ માણસ હ. જો ભાસસ્તા કે અલગ-અલગ ભગ્ગમ રહતે હ.

મમ્હારે બાપ-દાદદે એક જગ્યા સ દૂસરે જગ્યા ફીર્રી કર ધંધા કરતે થીએ. હમ ભી ઉસી ધંધેમ લાગ્ગી ગયે. આજકાલ હમ નકશે બેસ્સી કર મ્હારા ગુજરાન ચલાવતે હ. મ્હારે ટાબ્બર. નીશાળી મ કડ જાત્તે હ, પણ હમ દુનિયા કે ટાબ-૨ કુ એ બી સી-ક્કકે- જાનવરે કે નામ વગેરે જૈસે ચાર્ટ બેચી કર ઉનકા જ્ઞાન વધારતે હ. હૂ ઈસ કામ્મામ છેલ્લે ૧૪ બરસસ હ. હૂ સવા-૨ ૧૦ બજ-સ લેઈકર સાંજા કે સાત બ-જ સુધી અમદાવાદ શહેર્‌મ ફીરી કર રોજા કે ૫૦ સ ૧૦૦ રપીએ સુધી કી કમાણી કરી લેતા થીઆ. હમ જડ રહતે હ ઉસ જગ્યા કુ પેંડા કહતે હ. હુ ઈસ વેડેમ જન્માસ -જ રહેતા હ. મ્હારે બુઝુર્ગ જબ ઐઠ આઈકર બસ્સે તબ-સ લેઈ કર ૧૯૯૮ કે બારમે મહિને કી ૨૩ તારીફયા સુધી હમ ઘણે-જ શાંતીયાસ મ્હારા જીવન બીતાઈ રહે થીએ. ઈસ દિન પહેલી બાર કોર્પોરેશનાન મ્હારીયા ઝૂપડીયાઁ તોડી દીયા અન મ્હારન કૂ શહેર છોડ્ડી દ-ણ કી ધમકી દી. તબસ-સ લેઈકર આજ સુધી લગભગ ૧૫ સ ૨૦ ફેરર મ્હારીયા ઝૂપડીયાઁ તોડી દણમ આયા. પહે-લ તો ઝૂપડીયાઁ તૂટી જાણ્ણ કે બાદ લગભગ હજાર રપીએમ નવી ઝૂપડી ઉભી હોઈ જાતી થી.ક્યોકી થોડા ઘણા ટૂટ્ટોડા સામાન ભી હમ ઉપયોગ્ગામ લેઈ લેત્તે થીએ. પણ ૨૦૦૪ કે બાદ તો ઝૂપડી ફેરસુન બનાવ-ણ લગભગ અસંભવ હોઈ ગવડા હ. ૨૦૦૪ સ લેઈકર આજ સુધી મ્હારીયા ઝૂપડીયાઁ લગભગ પાંચ ફે-૨ તોડી દીયા. એક પે-૨ નવી ઝૂપડી બનાવ-ણમ અંદાજીત ખર્ચા ૧૦૦૦ સ ૧૫૦૦ રૂપિયે કા હોતા હ. જો ઘડી-ઘડી

કર-ણા અસંભવ હ. મેરી આખી બચત તો ઈધાઈ ઝૂપડી બનાવ-ણમ જ ખલાસ હોઈ ગઈ . આજ ભી મકુ મેરે છે ટાબ-ર કુ, અને મેરીયોં બૈરી કુ રહ-ણ ખાતર ઘર કડ હ. અન મેરે સાથ્થી લગભગ ૬૦૦-૭૦૦ માણસ ઈસી તરહ સ રોફ્રા પર આપણા જીવન કાઢી રહે હ.

મ્હારે બુઝૂર્ગ વિચરતા-ભટકતા જીવન જીવ-ણ કુ મજબુર થીએ. બે કડી એક જગ્યા આપણ્ણ ઘર તો બનાવતે થીએ જ નાહી. આજ સ લગભગ ૪૫-૫૦ બર-સ પહેલે જબ બે કડી-સ ઘૂમતે-ઘૂમતે ગૂજરાતા કે સબસે બડે શહર અમદાવાદમ આયે તો ઉનકુ લાગ્યા કે ઈસ શહેરામ મ્હારન કુ રોજી -રોટી અચ્છી તરહ સ મીલતી રહંગડી. જીદ પે અમદાવાદા કે મણીનગરાકે ઝગ્ગડીયા પુળાકે નીચે રહ-ણ લાગ્યે. જોડીમ જ રેલ્વે સ્ટેશન હો-ણ કે કારણ ઉનકુ કડી જાણકા રહતા થીઆ તો આસાની હોતી થી.

હમ મૂળ રાજસ્થાનના કે રહેવાસી હ, હમ રાજસ્થાનના કે 'ચીડાવાડી' જીલ્લે કે 'ઝૂંઝણ' ગામડે કે રહ-ણ વાળે હ-મ્હારે બુઝુર્ગ રાજસ્થાન -સ કબ નીકળે ઉસકી તો મકુ ખબર કડ હ, પણ આજ ભી ઉસ ગોંવ્વામ મ્હારે ઘણે સંબંધી રહતે હ. પણ મ્હા-ર તો અબ અપણા જીવન ઈસી શહેરા-મ જ કાઢન-કા. આજકાલ મેરા ઘણા ટાઈમ તો કોર્પોરેશના કે ચક્કર લગાવણમ અન દૂસરે લોગ્ગો કુ કોર્પોરેશનના કે સાહેબા કી બાત સમજાવણ મ જ ચલ્યા જાત્તા હ.

ઘર ભી કડ હ અન ધંધા ભી કડ હ. ધંધે કે કામ્મા ક લીએ મકુ ઘણીફેરે ૧૦-૧૫ દિને બહાર ભી રહણ પડતા હ. પણ જબ-સ ઝૂપડીયા ટૂટ-ણ શરૂ હુઆ તબ-સ મેં બહાર જાણ્ણ બંધ કરી દીઆ. ક્યોંકી ઝૂપડીયાઁ તોડ-ત ટાઈમ કોં. અપણે સાથ્થી પોલીસ ભી લ્યાવતી હ, જો ટાબ-ર અને બૈરી સાથ્થીઘણા જ ખરાબ બર્તાવ કરતી હ. હુ બહાર ગવડા હોઈ અન કો.

બોલીઆ સાથી આઈ જાવ તો મેરી બેર ઘરા કા સામાન સંભા-ળ, ટાબ-ર કુ સંભા-ળ કુ ખૂદ સંભ-ળ કાઁ. ના કે ઈસ 'દબાણ ખસેડો' ઝૂંબેશા-ન તો હુમકુ ભીખ માંગતે કરી દીએ હ.

હા....વ.......આજકાલ મેરી બેરી આસપાસ્સા કે વિસ્તારામ ભીખ માંગી કર કાંઈ ૨૦-૩૦ રપિએ લ્યાવતી હ, જીસ કસ ટાબ-ર કુ એક ટાઈમા કા ખાણા નસીબ હોતા હ.

હુ છે ટાબ-ર કુ લેઈ કર ટૂટોડીયાઁ ઝુપડીયાઁ કે સામે બૈઠા રહતા હુ ...... અન ધ્યાન રાખતા હ......ક....કડી પોલીસ્સાકી ગાડી તો નાહી આઈ રહી હન....."

ઉપરોક્ત લેખનું ગુજરાતી અનુવાદ

# દબાણ ખસેડો ઝૂંબેશ કોર્પોરેશને અમને ભીખ માંગતા કરી દીધા છે

વર્ષ ૨૦૦૪માં કોંગ્રેસ સરકારનું પ્રથમ વાર્ષિક બજેટ બહાર પડ્યું. તેમાં ગુજરાત માટે કાંઈ ખાસ નહોતુ પણ અમદાવાદને આ બજેટમાં મેગાસીટી જાહેર કરવામાં આવી. આ જાહેરાતને કારણે અમદાવાદની ઝૂંપડીઓને હટાવીને કોર્પોરેશને નવા રસ્તા બનવવા અને નવી ઈમારતોનું નિર્માણ કરવાનું કામ યુધ્ધના ધોરણે શરૂ કર્યુ.આ કાર્યની શરૂઆતમાજ ગુજરાતના મુખ્યમંત્રીનાં મતવિસ્તાર મણિનગરમાં છેલ્લા ૪૦ વર્ષોથી નાનકડી ઝૂંપડીઓમાં રહેતા સાઁસી સમાજના લોકોની ઝૂંપડીઓ તોડી પાડવામાં આવી. એમ તો ૧૯૯૮થી ૨૦૦૪ સુધીમાં તેમની ઝૂંપડીઓ લગભગ છ વખત તોડવામાં આવી, પણ આ જાહેરાત બાદ આ જરાક વધારે વાર તોડવામાં આવી. આ વાતને લઈને મેં આ વસ્તીમાં રહેતા એક આશાવાદી યુવાન મુકેશ સાઁસી સાથે વાત કરી મુકેશે પોતાની તૂટી ગયેલી ઝૂંપડી સામે બેસી મારી સાથે વાતો કરી.

"અમે કુલ સાત ભાઈઓ છીએ. અમારા આ કુટુંબમાં ૪૨ માણસો છે. જે ભારતના અલગ અલગ ભાગોમાં રહે છે. અમારા પૂર્વજો એક સ્થળેથી બીજા સ્થળે ફરીને ધંધો કરતા હતા અમે પણ તેજ ધંધામાં લાગી ગયા. આજકાલ અમે નકશા વેચવાનું કામ કરી પોતાનું ગુજરાન ચલાવીએ છીએ. અમારા બાળકો તો ક્યારેય સ્કૂલમાં નથી ગયા, પણ અમે દુનિયાના બાળકોને એ.બી.સી...ક.ખ.ગ...જાનવરોના નામ...વગેરે જેવા ચાર્ટ વેચીને તેમના જ્ઞાનમાં વધારો કરીએ છીએ. હું આ કામમાં છેલ્લા ૧૪ વર્ષથી લાગી ગયો છું. હુ સવારે ૧૦ વાગ્યાથી માંડી સાંજે ૭ વાગ્યા સુધી અમદાવાદમાં ફરીને રોજના લગભગ ૫૦થી ૧૦૦ રૂપિયા જેટલી કમાણી કરી લેતો હતો. અમે જે વસ્તીમાં રહીએ છીએ તેને 'પેડા' કહેવામાં આવે છે. હુ આ 'પેડા' માં જન્મથી જ રહુ છુ.

અમારા વડીલો અહી આવીને વસ્યા ત્યારથી માંડી ૧૯૯૮નાં ડીસેમ્બર માસની ૨૩ તારીખ સુધી અમે અહીં શાંતિથી રહેતા હતા. પણ આ દિવસે પ્રથમ વખત અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશને અમારી ઝૂંપડીઓ તોડી નાંખી અને અમને શહેર છોડી જતા રહેવાની ધમકી આપી, ત્યારથી માંડી આજ સુધી લગભગ ૧૫ થી ૨૦ વખત અમારી ઝૂંપડીઓ તોડી નાંખવામાં આવી છે. પહેલા તો ઝૂંપડીઓ તૂટ્યા બાદ લગભગ હજારેક રૂપિયામાં નવો સામાન લાવી અમે ફરીથી ઝૂંપડી બનાવી લેતા હતા, પણ ૨૦૦૪ પછી તો ઝૂંપડી ફરીથી બનાવવી લગભગ અશક્ય થઈ ગઈ છે. ૨૦૦૪થી આજ સુધી અમારી ઝૂંપડીઓ લગભગ પાંચ વખત તોડવામાં આવી છે. એક વખત બનાવવામાં અમને ૧૦૦૦ થી ૧૫૦૦ રૂપિયાનો ખર્ચ થાય છે, જે વારેઘડીએ કરવો અશક્ય છે.અમારી તમામ બચત તો આ રીતે ઝૂંપડી બનાવવામાં જ જતી રહે છે.આજે પણ મારી પાસે, મારા છ બાળકો પાસે કે મારા પત્ની પાસે રહેવા

માટે ઘર નથી. અમે અને અમારા જેવા લગભગ ૬૦૦થી ૭૦૦ માણસો આવી જ રીતે રોડ ઉપર પોતાનું જીવન વ્યતીત કરી રહ્યા છીએ.

અમારા વડીલો વિચરતુ-ભટકતુ જીવન જીવવા માટે મજબુર હતા. તેઓ કોઈ એક જગ્યાએ પોતાનું મકાન બનાવીને નહોતા રહ્યા. ભટકતા-ભટકતા તેઓ જ્યારે ગુજરાતનાં સૌથી મોટા શહેર એવા અમદાવાદમાં આવ્યા ત્યારે તેમને લાગ્યું કે અહી તો રોજી-રોટી સહેલાઈથી મળી રહેશે માટે તેઓ અમદાવાદનાં મણિનગર વિસ્તારમાં આવેલા ઝગડીયાપુલની નીચે રહેવા લાગ્યા. પાસે જ રેલ્વે સ્ટેશન હોવાને કારણે તેમને ક્યાંક જવું હોય તો સહેલાઈ રહેતી હતી.

અમે મૂળ રાજસ્થાનના રહેવાસી છીએ. રાજસ્થાનનાં 'ચીડાવાડી' જીલ્લાનુ ઝુંઝણુ ગામએ અમારુ મૂળ વતન છે. અમારા વડીલો રાજસ્થાનથી ક્યારે નીકળ્યા તેની તો મને જાણ નથી પણ હજી સુધી તે ગામડામાં અમારા સંબંધી રહે છે.

પરંતુ અમારે તો પાતાનું જીવન હવે અહીંયા, આ જ શહેરમાં વીતાવવું છે. આજકાલ મારો માટાભાગનો સમય કોર્પોરેશનના ધક્કા ખાવામાં અને ત્યાના સાહેબોની વાતો મારા લોકોને સમજાવવામાં જ જાય છે. આજે મારી પાસે ઘર નથી કે ધંધો પણ નથી, ધંધા માટે ઘણી વખત ૧૦-૧૫ દિવસ શહેરથી બહાર જવું પડે તેમ બનતું પણ જ્યારથી ઝૂંપડીઓ તૂટવાની શરૂઆત થઈ ત્યારથી મેં બહાર જવું બિલકુલ બંધ કરી દીધુ છે. કારણ કે ઝૂંપડીઓ તોડતી વખતે કોર્પોરેશન પોતાની સાથે પોલીસ પણ લાવે છે, જે બાળકો અને બૈરાઓ સાથે બહુ જ ખરાબ વ્યવહાર કરે છે. હું બહાર ગયો હોઉ અને જો આવું થાય તો મારા પત્ની કોને-કોને સંભાળે ઘરના બાળકોને કે પોતાને !

આ દબાણ ' ખસેડો ઝૂંબેશ' તો અમને ભીખ માંગતા કરી દીધા છે.

હા...આજકાલ મારા પત્ની આસપાસના વિસ્તારોમાં ભીખ માંગીને ૨૦-૩૦ રૂપિયા લઈ આવે છે. જેને કારણે બાળકોને એક સમયનું ભોજન નસીબ થાય છે.

હું મારા છ બાળકોને લઈને મારી તુટેલી ઝૂંપડી સામે બેઠો-બેઠો ધ્યાન રાખુ છું...ક્યાંક પોલીસની ગાડી તો નથી આવી રહીને...!!!!



ભાષા : દેહવાલી

## રાની હમ્બ્રાવતી

એક આથો રાજા, તિયાં એક પોયરો આન્ રાની. તિયાં રાજ્યમ્ તેં ખૂબ સુખી જીવતેલા ફેલી રાની આખે કા. આરેક રાજા! આપૂ ખૂબ મિલ્કત હા. બારાગાડેં આહી, બાંસ ગાડે અનાજ હાય. એકા એક તિયાં રાજ્યમ્ દૂકાળ પોડચોં. માલદાર રાજાલ બારા ગાડેં અનાજ ૧૨ ગાંવુમ ચાર માહાંન આદલો બેન માંહાન હેર વાચ્યોં. હાતીં તોં અનાજ આજ કાઈ, હાકાલ કાઈ ગાડેં ચાલાન લામ્યેં. આખોં અનાજ રાજાહી લોકુહૂન વાટી દેદોં. રાજાલ એકહીં કા લોક ખૂબ ખૂશીમ્ જીવિ રીયાહ.

તિયાબાદ તિયાં રાજ્યમ્ દૂકાળ પોડચોં. ફેલી રાણી આખે કા જાત ધર્મ કે અયોં તામિભ્યોં દુઃખ બોદલામ. એકકાંઈ બીજા દિહ દુઃખ વાદયોં. તાહ્રાં ગાઁવૂમને કેડાં કૂચ્ચોં નાઁય. કલી રાણી આખે કા રાજા દુઃખ પડચો તા કેડો હેરા નાહ આવતો. રાજાંહ આખ્યો કા આરેક રાની એક દુઃખીલ બીજો દુઃખી કેહકીં હેરાં આવે. કેતાં-કેતાં રાજાલ ખુબૂજ હારોં નાઁય લાગાં લામ્યો. તિયા તબિયત બિગડી, આય હાંતી રાજા મોઈ ગિયો. રાજા પોયરો આન રાણી ખૂબ રોડાં લાગ્યેં. રાજા મોયાતૂમ ગાઁવૂ લોક કેડા આલા નાઁય. રાણી ફોકદીન રોડાં લાગી, પોયરો બી મુતકોં ઠોકીન રોડાં લોગ્યો. તાઁવ લૂગ કેડાં નાંય કૂચ્ચોં. ફેલી રાણી આખે કા! આરેક બેટા! આવુહ એહકી કોતેંક રોડેતેં રીહુ ચાલ કાઈ તેબી ઈલાજ કેઅજી. યાહકી આન્ પોંયરાંઈ બેનીહ રાજાઅ્ મૂર્દાલ વોગે કેરુલા કોશિશ કેઅયી. માઁહાવ્યા ખાટલાવે તિયાલ થોવ્યો આન ણતીં યાહકીન પોયરો ઉખલૂતેહેં. પોયરો મૂનકા વેલે તાહાઁ યાહકી પાગુ વેલે યાહકી મૂનકો વેલે તાહાઁ પોયરો પાગુ વેલે, પેન તોં રાજા મુદાઁ કાય ઉખલાતોં નાંહાઁ. બેની બાદુલ સાદુલ કેઅતેંહ પેન તિયાં. કોશિશ એંડે જાહે. તો ઉખલાતો નાહાઁ આખરી પે માંહુજ મોડોં તા ઉખલાય કેહકીં. રાણીલ વિચાર આલો કા આમી ઉખલાતોં નાહાઁ તા કાઈ કેઅજી. ફેલી રાણીહ પોયરાલ આખ્યોં કા આરેક બેટા તૂમાં આમાં જિન્દી ઉરૂ રુમ જહકી આલો વેરી તેહકીજ જાજે....મોર્યો માંહાવ્યાપે સાટાકારીન દૂલૂલ આગ લાગવી દેદી. તિહીંજ તે બારા કાહુઅ ટપૂપ જાઈનબોહી ગીયે તિહીનેજ તીન રાતીયાન તીન દિહ લૂગ મિલકા! બોલી તે હેઅતે રીયે આન રોડતે પેન ગાઁવુ મેને ડાંહ કૂચ્ચોં નાંયં. બારાપાડે આથે તિહમને કેડાંહ કાય નાઁય દેદોં. ફેલી રાણી આખે કા! માઁ પોયરા આપનેહ ઈહીં કાઈ આસરો મિલે એકહી હોમ જાતોં નાહાઁ, આમી કાઈ કે અજી. કેલો પોયરો આખેકા આરેક યાહકી! તોઅ્ કાય હોગવાડીયે હાપ કા નાહાં. યાહકી આખે કા આરેક! પોયરા તોઅ દૂર નાટક્યો માંમોહ હાય પેન તો ઇયા વનવાયૂ તિયુ વેલે રેહે. આપુહં તિહીં જાજી. બાસતાહાઁ બેની યાહડિકેંહ ચાલતેંહ-ચાલતેંહ વોહતી ટાકતેહં, ઉજાડી લતેહં ફાચે ટાકતેહં આન ઉજાડતેંહ. આખો જંગલૂ બી હાઉ નાઁહ કેઅતો, વોલ્યા પાંય

બી તિયાંહાન(બેની યાહડીકાંન)હેરાં ઓટકી જાહે.

બાસતાહાં કેલો પોયરો આખકા! આરેક યાહકી કેતેક સેટે હાય તિયા મામાં પાગોં બી માન તા ખૂબ ઓત્ર લાગીહ. ફેલી યાહકી આખે કા આરેક પોયરા! ઇયા ડોગૂમ તૂ કાહીં જાહો ઓતે સેટે સાપાટીમને આલે તાહાઁ નાઁય આન્ ઇહીં આવીન લાગીહ કા. ફેલેં વાઘ કહે ગાઁગેહ તાઁહા, આછાલી કહેં બેબાહ તાહાઁ વાંદરે એહે-તેહે ગુઅખૂતે ફિરતેંહ. ફેલો હાય તા નાઁયજ માન્યો, આખરીય ગિયા તા ગિયોજ.

બાસતાહાઁ હાંતી ફેલો પોયરો ગિયો તોજ ગિયો તા વનૂમ જાદન લીલ માંખી (મદ માખી) વેહ લીઅન એકા ચાડવા ઢીબરાંમ બોહી ગીયો. ફાચે ફિરી આલોચ નાઁય. ફેલી યાહકી હાયતા તિયાલ વાટ હેરાં ટેકી. આમી આવે તાહાં આવે વાટ જોવી જોવી ન થાકી ગિયી. એહેં-તેહેં બોંબલૂતી ફિરે પેન કાય કેડા વારો નાઁય ના ગુસે નાઁય. તે એહલીં વિચારીન રાડાં લાગી કા મા નવ નવસ્યો એકૂજ પોયરો હાય આન્ કાદાસ તિયાલ એગાહ જાનાવરુહ તીખ્ લદો કા કાયકા હાતી એગાહ આછાલાંહ ઓરપી લેદો ક કાય વિયોં. ઓતી મોડી વનવાયૂમ તો માન કાંહી મિલી યા વિચારુમ ખૂબ રોડાં લાગી. એકહી હાતકેઅતી, હોદતી-હોદતી આખ્ખા રાનૂમ ફીરી વોલેહ આન સેવટીપે એક ચાડવા તોલે ઉબી રીઅન તીહીંજ રોડતી જાહે, હાતકૂઅતી જાહે. હાતકેઅતાં, રોડતાં ફેલી જિહીં ઉબી રેહે તિહીંજ તિયુલ કાઈક વોરેહવી જાતેંહ. તિહીંજ તિયું ચુટલીહીં લૂગ ઓઘહ લાગી જાહે પેન ફેલો ઉકારો(આવાજ)નિંગહ, તો આવાજ માં ઢાહકી રોડેહ તિજ હાય.

બાસતાહાઁ ફેલો પોયરો જુગૂ ટોપુવને ધરતીપે માહાઁ(મોનવી)વેહ લીન આવેહ તાઁઉ હાયતા ફેલી યાહકી વાય-વાય બોંબલા આવાજ ઉનાઁય દેહે. પોયરો દોવળી જાઈન હાતીં ફેલા રાકુલ હાયતા નાતૂ કીં ઠોકી દેહે આન યાહકી ચૂટલી તિઅન ઉબી કી લેહે. ફેલો આખેહ કા આરેક યાહકી! તું ઓડી કાહા રોડતલી? ફેલી આખેકા મા ચિળા તુ માં એકુજ નવ નસ્યો પોયરો હાય કાહીં જાતો રેહલો, માન તું ખૂબ ઈત આવતલો તિયાલ આંય કાંટી જનાઁય જાઉ. પેન તો પાવૂહ ગાઁવ આખી ઈહીને કોતેક છોટે હાય. ફેલી યાહકી આખેકા! આમી એ કાલી વનવાહ ટાકીન આગલા નિંગી જાતેહ ફેલો પાયરો આખેહ કોતેક સેટે હાય, તાઉજ ફેલી યાહકી આખેહ આહેક બેટા! ફેલો ડોગીવે ગાંવ દેખાહી તોંજ તો મામાં કોઅ હાય આન ઈહૂબર્યાજ મેહેલ તો મામાં હાય.

વાસતાહાઁ ફેલો પોયરો આખેકા કા આરેક યાહકી! તૂ આમીં તો પાવૂ કોઅ્ જો આન આંય ફેલી ગાઁવૂ બારે હોનાંઅ વે હાય તિહી પાઁય પિઅન્ આવૂંહ. ફેલી યાહકી આખે કા એવલોં ચૂટલા વાલોં પોંગો હાય એપુંજ આવજે. વાસતાહાઁ કેલો પોયરો હાનાંઅ વેઅયુ ગોટુપે જાઈન બોઠો ''અખોત વોલે બોખતવોલે ડોહલા પૂતુ જોહવાલે પોરો આસડો આન્ ડેગકોં લીઅન્ વાહવા મામાં પોયરી આવાં જેજવે'' બાસ હાઁતી ફેલી પોયરી પોરો આસડોન ડેગળો લીઅન પાંચ લાન્આલી. આવતાંજ વેયૂમ પોશે યક્યો. તીયાલ કાય હેઅયોં નાઁયા ડેંગકોં પોઈન ફેલી હાતીં મૂનકાપે થોવીન જા ટેકી તોતા મૂર્જ પોયરો આખાઁ ટેકયો કા માન પાઁય પાજતી તા કાય વેઅતોં! ફેલી આખે કા

કા આય મા બાહકાલ કોલ્યોહે પાંય નાઁહા દેતી તા તૂલકાહીંનો દૂયુ. તૂલ વાગ ખાય જાય મોરખી લાગે તૂલ દૂશમનૂલ કાહીને આલોહ સીસકાલોહ નિડાંમ નિબવાં ઓડા ગૂંબા લીન બોહી રેયોહના મોવે પાંય માંગોહ કા? ફેલો પોયરો આખાં ટેકયો કા માન પાંય પાજતી જો નેતા વેઅથૂમ્ કૂદી પોડીન પી લેહેં. ફેલીહં વિચાર કેયોં કા વેયૂમ કૂદી પોડી તા આખ્ખોં પાંય બિગાડી દિઅ્. હાંતીતિયા વિચારૂમ તિયૂર પાંય પાજી દેદાં. ફેલી પાંય કાડીન જાં ટેકી તાઉજ ફેલો પોયરો આખેહ કા માન ઉગાવી બી દે. ફેલી આખે કા તૂલ મોરખી લાગે તો આથુમ બી ચાંદે હાય, પાગુમ બી ચાંદે ડિલૂમને પૂ નિગીહ આન્ બિણી-બિણીમાંખે લીન બોડોહ આન ઉગાવી માંગોહ કા. ફેલો આખેકા ઉંગાવી દે નેતા વેયૂમ કૂદી પોડેંહ આન ઉંગીન નિગેંહ. ફેલી ણાતી ગાય દેતી જાહે આન ઉંગાવતી જાહે, ફાચે પોતેંડે બી તોવી માંગેહ. બાસતાહાઁ ફેલી હાંતી ડેંગળો મૂતકાપે થોવીન કોઅ ચાલુ પોડી. ફેલો આખેહ કા આમીં માન કોડીપે બોહાવી લે.

તિયાલ આખેહ કા માકૂલજે કાંહીને આલોહો આન્ ફાચો કોળીયે(કેડ)પે બોંહા હોયેપોયરી આખેકા બોહાવી લે નેતા વેઅથૂમ કૂદી પોડેંહ. બાસતાઁહ ફેલી મૂનકાપે ડેંગકો થોવીન આથૂમ પોરો લીન પોયરાલ કોળીપે બોહાવી લેહે. ફેલો આખેકા ''ઓખતવોલે બોખતવોલે પોહલા પોયરા જોણવોલે ડોહલાપુતુ જોહ વોલે આગાલી ડોંગે ટાકેતા ફાસાલી વોલી આવાં જેજવે. આન હાંતી ફેલી આગલાં ડોગેં ટાકે તા ફાસાલી આવાં ટેકી. ફેલી આખે કા મોરખી લાગે યાલ આગલાં જાહું તાહાઁ ફાસલા વોલી આવા હે, આંય હોકી હોકી જાહૂ તેબી આગંલા જાવાતાંહ નાંહ. ફેલ્ રોગ આવી ગિયી. તા તિયાલ(પોયરાલ)એક્જ ફેકાય્યો તા ખૂબ સેટે ચાણા ખેતૂમ ટેખાંહ પે પોડચો.

તિહીંજ બોહીન રોળાં લાગ્યો. બાસતાહાઁ પોયરા રોગ ચોળી તા તિયાં રોગીમ ઉલટી ભંગ ચીરી ટાંકી આન્ બાગલ્યો વેહરો કાલો કોડો તિયાર કેઅયો. જાંબો ડોગ લો પોવી લેહો, જેહર્રો ફેટો બાદયો આન્ પાગૂમ મોજ્યેં પોવીન ગૂગરીયા બાદયા. વાસતાહાઁ હાંતી કોડાપે કૂદી બોઠો આન્ કાલા પૂતૂજ રોવો દેતો નીંગી ગીયો. તા ઉદલો ઓતોજ દેખાયાં લાગ્યો, પાન બી નાંય પોડચોં તાંઉ પોયરી આગાલાં કોડો ઓળી ગિયો. ફેલી આખે કા તૂલ મોરખી લાગે, ઓ કાંહીને આતો હારો બીલાંજે ગૂઅબો લીન આવી ગીયો, તૂલ મોરખી લાગે તૂલ દૂશ્મતૂલ કા તો અહડો માઁહૂ વે તા જીવતોં-જાગતોં રાજ બી સોબે આન્ ગાંવ બી સોબે આન્ ગાદીબી સોબે. ફેલી પોયરીલ વિચાર આલો કા આરેક દાદા તૂ આમાં કોઅ કેહકીબી આવજે. કેડોબી રાહદારીયો મૂસાફિર જા હે તો આમાં કો પાંઈ પિયા વગુર જાતો નહિં. તૂં એક ઘેડી તેબી ટોલતો તા હારો. ફેલો પોયરો આખેકા માંય કૈડા કો જાતો નાંહાઁ આન કેટાંણી પાંઈ પિતો નાહાં. કેડા કો બોહતો નાહાઁ આન્ જાતો નાહાઁ. ફેલી આખે એક ઘેડી ટોલતો કા કાય વેખતો દુશ્મન.

બાસતાહાઁ ફેલો હાંતી હોના વેયુપ પાદરો નિગીં ગીયો આન્ બોગલ્યો વેહર્યો કોડો બી દોબાવી દેંદો, ડોગલો, ગૂગરીયા, ફેટોબી દોબાવી દેતો, આન આખેકા ''અખતવોલે બખતવોલે પોહલા પોયરા જોહ વોલે આજીબી વાહવા માંમાં પોયરી

આસળોપોરો લીઅન્ આજી વેયુ આવાં જોજવે.'' હાક ટાકી દેતાજે ફેલી હાતીં દેગણોન પોરો- આસળો લીન આલી આન વેયૂ ગોટૂપે પોરો આસળો થોવીન આખેકા ચાલ મદ હોદી ખાં દે. ફેલી એહે તેહે મદ હોદેહ પેન કાય મિલતો નાહાઁ. ફાસે વોલી આવા ટેકી તાઁઉજ હોંબૂર ફેલા ચાડવાંપે હુણ આડચો મદ પિપલયા કેહે તિહપે તિયૂ નોજૂર પોડી. ચાડવોં ઉચોં આથો હાંતી એક લાંબો વાંહટો હોદીન એઠાને ટૂઅચી દેહે. દેતાંજ ફેલોં પોયરો મદુ માખી વેહે લીન બોહેણે હાતીં, ટૂચૂતાંજ મૂતી રહે. એક હૂકાલા પાના પે તો મૂત પોડેહ હાતી તે પોયરી મદ જાંઈન ચાટી ખાહે. ફાચે તે ટુચેહ તા ફાચેબી તેહકીંજ મૂતરાલો લાગેહ. ફેલી બાસતાહાઁ ફેલી હાંતી ડેગળામ્ પાંઈ લીન ચાલતી પોળી. આન હાતી તો પોયરો બી તિયૂ ફાચાલાઁ ચાલતો ટેકીઓ(મામોહ આપેકો આવ પાણીજે જવાઈ...... આપકી જય) ફેલી આખેકા તૂલ મોરખી લાગે બાહકાલ બી દેખલો નાઁય ન દાવલોં આન તિયાલ બાહકોબી જોવાંઈ આખેહ. પોયરાલ કોઅ્ હાદીન બોહાવ્યો. ફેલો પોયરો આખે કા આરેક મામાં કામ-કાજ કાંય વે તા માં ડેડીઅ વરતાયુ કેઅતાં કાય બી કામ માન આપા. મામાંહ આખ્યો કા આરેક જવાંઈ કાજે-કામે તા બાઠેજ હોપાલે હાય પેંન ઈફૂકડેં-બોકડે તેબી ચારજે. પેન ઈયાનબી કાંહી જાઈન ચારોહ, ગાઁવુ હિવુમ લી જાઈન તેબી ચારજે. આન વાંઅતી વેલે એપલા ઓખડાંમ ફૂકડેં ઉંબકી દીન તિયા ગાલામ હૂવિ રેજે. ફેલો હાંતી વેગર્યો ફૂકે ચારી લાલો આન વેલી પે માંડા વાટ હેઅતો બોહી રીયો. આખદીહ હુદી રખડીન શેવડી ખૂબ પુરાવો વેહે હાતી કેડ તીઅન ઈતવૂતો બોતી રેહે. તોતામુંજ ફેલી પોયરી માંડો લીન આવેહે. તો એહકી વિચારે, કાગોવારી ચાકરીમ કાંવી હારોંજ રાદયો વેરીઅ એક્કા હેહે તાઉં તા ફોલી માંડો યાન ફૂકડાં ખેચકાં ભાજી, તિયા તો મોત્યેંજ મોય પાડતેંહ, આગલી રાત-ફાસલાં-ચાલાં ટેકી આન ફાસલી રાત આગલાઁ ચાલાંન ટેકી. તિયા એઠાને જમીન બી હોરકાં લાગી રાતીઅ બી દીહ દેખાયાં ટેક્યો આન દિહુ બી ચાઁદ, આજ કાય કાલ કાય એહકીં દિહ કાડાં ટેક્યો. ફેલો આગલી રાત આગલીં ચાલે ન ફાચલી રાત ચાલે ફાંસલાં મધ્યમ રાતીઅ ઉનો ઉનો બાફ ઠોકતી હોના ઢાલીમ માંડો આવેહ જગુપને આને હાંતી તો ખાયનેહૂવી જાહે. ફેલો ફોલી માંડા આન ફૂકડાં ખેચકાં ભાજીલ આકાશ માર્ગુમ ઉડાવી દેહે. રોદદીણ ફૂકડોં ખચકાં લાજી આન ફોળીમાંડો હીઅન તિયાલ રોગ ચોળી જાહે. બાસતાહાં હાંતી તો સાતી મોલ કાડીન બીલાક્યો વાઘ બનાવેહે, વાસાતાહાઁ બીલાડચો વાંગ બોનાવ્યો ણાતી ફેલો ફૂણબી આખેહે કા માન કાહા ગુંથી ટાક્યો(માન કાહા બનાવ્યાં) પોયરો આખે કા તો સારકા ગરજ કામ હાય, આંય આખુ તેહડીતો કેરુલા. બાસાતાહાઁ હાતી ફેલો પોયરો હીવારામ્ ગીયો વાગ ખેતો. તિયાલ ઉડલાવીઉડલાવીન મારો ચાલૂ કીઅ દેદો મામો કુચે કા કોહે રા જવાઁહે કરે લી ગીયોહ. ફલે આખે કા એહેજ બીલકામ લી વિઠોહ. આન કુકુડો હોદી કાડચો. તિયાલ ટાંગી કેરાવે આન મામો આખેકાતૂમૂહ આય બેની પોયરાંહ મિલીન ઉખલી લેદો. વાસતાહાં બેન ખેતૂ પૂરાવાપે જાઈન પોયરીહં ટાકી દેદો ન જાતી ટીયી. ફેલો પોપરાલ હાય તા રોગ ચોળી તિયાંહ બેની ટેંગળા તીઅન કૌઅ થોવી આલો. વોલીયે તો ઈતવુતો બાહે કા કુયુહ ફૂક્કા લાજી કેયઅી વેટી આખીન સોબક્યા ચાટતો

બોહી રેહે તાઉંજ ફેલી પોયરી આવેહ ફોલી માંડો હાદાવે જુગુપ તે. આન હાંતી તો મામાહલ એહકી આખેહે કા જવાંઈ તેહરા તુમુહ બોકડે ચારજા. પેન કાહીં ચારાહા ઈયાહાન હિવારા મિવારામ ચારી લાવજા.

બાંસતાહાં હાંતી તો સાતી મોલ કાડચો આન્ બિલાડચો વાઘ બનાવી દેદો. બિલાડચો વાગ કાલા ફૂણબી ફૂયા લાગ્યો કા માન કાહાઝૂથી ટાક્યો. ફેલો પાયરો આખે કા તો સારખા ગોરજ કામ હાય. માઁય આખુ તેહકી કરુલા. આહ ન હાતી તિયા બિલાડચા વાગુલ બિળકાંમ દોબાવી આલો. આન હાંતી વેગરીઓ ઉઠીન બોબ્ડે ચારાં જંગલમ લી ગિયો બિલકામ લી ન ગીયો જિહી વાગ બોહાવી થોવલો. બાકૂડ બી હૂકરાયુ ચોરા નાંય દે બોકળીહીન આને ફાસલાં -ફાસલાં બેબાતા જ ફિરે. બોકલી ફાસલાં બોબૂક દોવળા ટેક્યો, બોક્લી નિગીગીયી પેત બોકૂડ તિ પાડચો વાગૂહ .ફેલો પોયરો બોંબલાન ટેક્યો કા બાયુ બિચારા બોકુલ વાગુહ તેઅયો આવજાહે... ફૂયૂ ડેંગારો લીન દોવલી તિયૂ ફાસલાં મામો આન મામાં ફાયલી તિયા પોયરી ડેંગારો લીન દોવળી. જાય જાયન તિયૂહ પોયરાલ ડેંગારા મારો દા ચાલૂ કી દેદો. તિયાલ ઉંડલાવી-ઉડલાવીન મારો દાં ચાલુ કઅયો. માઁમો આંખે કે કેહેરા કહેરા લી ગિયોહ.. એહેરા એહે લી બિઠો આખરી પે બાકૂળ હોદી કાડચો બિળકામને. આય હાંતી માંમોહ તિયાલ ટાંગી કેરાવ્યો આન બેની પોયરાંન ઉખલાવ્યોં. ચાલતે-ચાલતે બેન ખેતૂ પૂરાવાપે જાઈન પોયરીહં. તિયીલ (ટાંગી) ટાકી દેદી ન કોંઅ જાતી રીયી. ફેલા પોયરાંહ તિયાલ બેની ચારી પાગુમ બાંદીન ગાતી બાંદીન કૌઅ થોવી આલો.

બાસતાંહાઁ ફેલો ઈતવુતો બોઠો કા ફૂકકાં ભાજી તા નાઁહા ખાવાચી પેન આજતા બોકડાં ભાજી ખા મિલીજ. સોબબ્યા ચાટતો તો બોહી રીયો. ઓતામૂંજતિ પોયરી માંડો લીન આવેહે. એકુજ તો હેએ તાઉતા ફોલી માંડોન ખેચકાં ભાજી. ફોલી માંડોન ખચકે આકાશ માર્ગૂમ ઉડાવી દેહે આન હાંતી જુગુપને મધ્યમ રાત્રીલ હોનાઅ્ થાલીમ બાફ ઠોકતો માંડો આવેહ. ફેલી પોયરી ખુબ દીહને વિચારે કા ઓ ફોલી માંડો ન ખેચકાં ખાવાતેં હ તેબી ઓડો કાહા પોહાહે. ઓ કાય ખાહે. તે ઢાકીજ દોબ્બીન હે હે. તાઉતા હોના થાલીમ બાફ ઠોકતો માંડો આવેહ. તે તિદરીજ એહકી નક્કી કેહે કા આજને જોં ચુલીમ ચુકે, જો આમુહ ખાતેહ વેરી તોંજ આમુહ ચાલ બી ખાવાવુહ.

બાસતાહાઁ ફેલો હાંતી ઈમ્બ્રાવતી(પોયરી) આને તિયા પોહલ્યા પોયરા સબંધ મામાંહ બી તિયાંહાન હાંતી રાજી ખુશીકી વોરાળ કી દદોં, એકદીહ પોયરો આખાં ટેક્યો કા આરીક રાની માઁ બી ઓતો મોડોં રાજ પાઠ આથો મિલકત આથી આઁય માં તુનૂમ જા હાઁય આન હાંતી વતુનૂમ જા રાજી વિયા.

બાસતાહં ફેલો હાંતી કોડા વાળગાંમ ગિયો આન હારો હીન કોડો હોદયો આન કોળાપે બોહીન તિયાં વતુનૂમ નિગીં પોડચો. ચાલતાં-ચાલતાં બાસતાહાઁ વીજળી બંધ તોળતે નીગીં જાતેહં. બાસતાહાઁ તિયા દિદુ મદયા રાતીલ તિયા વતુનૂમ પોચતેર.

બાસતાહાઁ બાર પડ઼ ડેંગારો તોરતીય ઠોકી દેદો તા બાર મોજલા મેહલ (ઓવાલી) બોની ગીયી. બાસતાહાઁ આખાય ગીયો કા તિયાં ઢોર-વાસલી-બાઠી મિલકત જેહકીં આથી તેહકીંજ આવી ગીયી. આન હાતીં ફૂકઅ આરી બાઠે માહે

ઝાળેબોહાં જાગો હોદતે ફિરાં લાગ્યે. પેન તિયાંહાંન તા તે ઓવાલીજ નજુર પોડે બાઠે વિચાર કઅતેં વી ગિયે. આન હાંતી તે વેગરીપે. બારાપાડા ગાવુ લોક હેરાં વોલ્યા, બાઠા આમીં રાજાલ માનાં લાગ્યાત ગાવુ વાલા આપે આન રાજા તિયાહાંત આપે. કેતાં કેતાં રાજપાઠ હારકીં ચાલાંન લાગ્યોં આન પોયરો આખે કા આરેક રાની માં બી યાહકી હાય તિયુલ બી ઈહીંજ હાદી લેજી. આન હાતીં યાહકીલ હાદાવાં કાગલો ટાક્યો. કાકલો મિલતાંજ યાહકી ખોકલો વોલતી આવી ગીયી. આન્ હાંતી બાદે એકાતર વીઅન ખાહલે પિહલે ન મોજ્યા કેઅતલે.



ઉપરોક્ત લેખનું ગુજરાતી અનુવાદ

## રાણી ઈમ્બ્રાવતી

એક હતો રાજા તે તેની રાણી અને છોકરા સાથે સુખેથી રહેતો હતો. સાંજના સમયે ખાવાનું ખાઈ રહ્યા હતા, ત્યારે રાણીએ સવાલ કર્યો કે મહારાજ આપણી પાસે ખૂબ જમીન અને મિલકત છે. આપણી પાસે બાર બળદગાડા ભરાઈ જાય એટલું અનાજ છે. તેમજ સારા સારા જાનવર અને સાધન સંપત્તિ છે. કોઈ વસ્તુની કમી હોય એવુ લાગતુ નથી.

રાજાએ ફેસલો કર્યો કે આટલુ બધુ અનાજ મારા ઘરમાં છે. લોક ભૂખે મરે છે. તો હું આ અનાજ લોકોને વહેંચી દઉં. તો એમણે આ અનાજ માટે ૧૨ ગામમાંથી એક-એક કરીને ચાર માણસો વચ્ચે ૨૦ કિલો અને બે માણસ વચ્ચે ૧૦ કિલો એમ કરીને વહેંચી દિધુ. આમ બાર ગામમાંથી એક એક બળદ ગાડું આવવા લાગ્યું. અને

એક-એક કરીને બધાજ ગામમાં અનાજ લઈ ગયા. રાજાને લાગ્યુ કે હમણા લોકો સુખેથી જીવી રહ્યા છે.

ત્યાર પછીના સમયમાં તે રાજ્યમાં દુષ્કાળ પડ્યો. અનાજની તંગી પડી. હવે રાજા માટે કંઈ ખાવાનું રહ્યું નહિ. જેના લીધે રાજાનુ શરીર તૂટવા લાગ્યું. રાણી પણ ખૂબ ચિંતિત થવા લાગી. તે વિચારવા લાગી કે અમારી પાસે જે કંઈ હતું તે લોકોને આપી દીધુ. તમારી તબિયત ખરાબ છે ત્યારે કોઈ તમારો હાલ-ચાલ પૂછવા નથી આવ્યા. આ સમયે રાજાનું મૃત્યુ થયું. રાણી રાજાનાં મોતથી ચોધાર આસુંએ રડવા લાગી. એમનો દીકરો પણ રડવા લાગ્યો. રાણી અને એમના છોકરા પર આફત આવી પડી, એટલું જ નહીં ગામમાંથી કોઈ વ્યક્તિ આવ્યું નહીં. રાજાના મોતની યાદ રાણીને ખૂબ સતાવવા લાગી. આખરે કોઈએ સાથ આપ્યો નહીં તો રાણીએ છોકરાને કહ્યું કે બેટા લે કુહાડી જંગલમાં જઈને લાકડા કાપી લાવ. બંને માં-દીકરાએ રાજાનાં શબને ઉઠાવવાની કોશિશ કરી પણ એ સફળ થયા નહીં. કેવી રીતે ઉઠાવી શકે? રાજાનું શરીર ભારે વજનદાર હતું! ઉપરથી રાજાની જવાબદારી માં-બેટા પર આવી રાણીએ વિચાર્યું કે માલ-મિલકત લઈને અમે શું કરીએ જ્યાં રાજા હયાત ન હોય તો તે રાજ્ય શું કામનું અને મહેલની ચારે તરફ લાકડા મૂકી દીધા. અને બળદ-બકરા-જાનવરોને બાંધેલા હતા તેમને છોડી દીધા. ''જંગલમા ઓખતવાલે બોખતવાલે ડોહલાપૂતૂ જોહ વોલે, આમાં જીન્દગી ઉરૂબુરૂમ જોહકી આલો ખાખે આન મોયો સાટકારીન હુલુલ આગ લાગવી દેદી'' અને દુર બેસીને ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી રડતા મુખે મુડદાને સળગતા જોયું પણ કોઈએ પૂછ્યું નહીં.

એમનો આધાર ના રહ્યો અને રાજપાઠ પણ ન રહ્યું તેથી માં-દીકરાએ જીવવા માટે ગીચ જંગલો તરફ ચાલવાં માડ્યું. છોકરાએ કીધુ કે માં જીવવાનો સહારો આ જંગલમાં ક્યા નસીબમાં હશે. તમારા કોઈ સંબંધી હોય તો ત્યાં લઈ ચાલો. માં એ જવાબ આપ્યો કે બેટા તમારા મામા છે. પણ આ જંગલની પેલે પાર છે. અને ત્યાં પહોંચવું ખૂબ મુશ્કેલ છે. બંને માં-દિકરો એ તરફ આગળ ચાલ્યા. જંગલમાં સિંહનો ગર્જવાનો અવાજ આવવા લાગ્યો. પક્ષીઓનો અવાજ આવવા લાગ્યો. જંગલી જાનવરનો વિચિત્ર અવાજ સંભળાવા લાગ્યો. જંગલના વૃક્ષો એમને આગળ વધવા માટે હિંમત આપી રહ્યા હતા. એવા સમયે છોકરાએ પાણી પેશાબ જવા માટે જીદ કરી. માઁ બોલી જંગલી જાનવરનો વિચિત્ર અવાજ સાંભળીને મારીતો તરસજ મટી ગઈ છે અને તુજીદ કરે છે? જવાની મનાઈ કરી તોપણ છોકરો એકલો ચાલી નીકળ્યો. માં ત્યાજ રાહ જોતી બેસી રહી. ખૂબ સમય વીતિ ચુક્યો હતો. દીકરો પાછો ન ફરતા માતા પાગલ બની ગઈ. ઘણી રાહજોઈ પણ છોકરો પાછો આવતો નથી. હવે માતા રડવા લાગે છે. છોકરાને શોધવા બૂમ પાડતી આમ તેમ ફરે છે. દિવસ રાત બૂમો પાડવા છતાં છોકરો સાંભળતો નથી. માં વિચારે છે કે કોઈ જંગલી જાનવર એને ખાઈ તો નહીં ગયુ હોય? એ વિચારથી તે દુઃખી થઈ કેમકે તેનો તે એકમાત્ર છોકરો હતો. કેટલા દિવસથી થાકેલી અને દુઃખી એક ઝાડની નીચે ઊભી ઊભી રડતી હતી. કોઈનો સહારો ન મળ્યો. લાકડાની જેમ ઊભી રહી ગઈ. એમના શરીરે ઉધઈ લાગી ગઈ. છોકરાને માંનો અવાજ સાંભળાતો હતો. છોકરો મધમાખી બનીને એક ઝાડની બખોલમાં

